# હેરિયેટ ટબમેન

## ધ્રુવ તારા ને અનુસરો

વાયોલેટ ફીન્ડલે






હેરિયેટ ટબમેન ફક્ત પાંચ ફુટ ઊંચી હતી. એ લખી-વાંચી નહોતી સકતી, તો પણ એણે સેંકડો આફ્રિકી-અમેરિકનો ને સ્વતંત્ર જીવન જીવવામાં મદદ કરી. આ અદભુત મહિલા નું જીવન ખરેખર વિલક્ષણ હતું.




હેરિયેટ ટબમેન નો જન્મ 1820 ની આસપાસ મેરીલેન્ડ માં થયો. એ દિવસો માં દક્ષિણ માં થોડા લોકો પાસે ગુલામ હતા. હેરિયેટ પણ એક ગુલામ હતી. એના માતા-પિતા, ભાઈ-બહેન બધા ગુલામ હતા.




ગુલામો ના માલિક ગોરા લોકો હતા. ગુલામ ખાવાનું બનાવતા, ખેતરો માં કામ કરતા, અને જે કોઈ કામ એના માલિક કરવાનું કહેતા એ કરતા હતા. દાસો ને કોઈ મજૂરી મળતી ન હતી. એને કોઈ પણ સમયે એના પરિવાર થી દૂર કોઈ બીજા માલિક ને વેચી શકતા હતા.




નાની હેરિયેટ અને એનો પરિવાર એક ગંદા ફર્શ વાળી લાકડા ની કેબિન માં રહેતા હતા. એમનું નાનું ઘર એના માલિક ના વિશાળ ફાર્મ પર હતું.




હેરિયેટ ક્યારેય સ્કૂલ ન ગઈ. એણે નાનપણ થી જ મોટા ની જેમ કામ કર્યું. એણે ગોરા પરિવાર ના બાળકો ની દેખભાળ કરી અને એના ઘર ની સફાઈ કરી. એ પછી એ ખેતર માં કામ કરતી હતી, પાણી લાવતી હતી અને લાકડા કાપતી હતી.



એક દિવસ સવારે, એક ગુલામ ભાગી ગયો. ગોરા માલિકે ગુલામ ને રોકવા એની ઉપર ભારે વસ્તુ ફેંકી. હેરિયેટ રસ્તા માં હતી એટલે એ ભારે વસ્તુ એના માથ માં વાગી. પછી એ બહુ ખરાબ રીતે ઘાયલ થઈ અને બહુ બીમાર પડી ગઈ.




હેરિયેટ ની માઁ એ એની બહુ દેખભાળ કરી, પણ હેરિયેટ ના માથા પર એ ઘા ની મોટી નિશાની રહી ગઈ. આ અનુભવ પછી હેરિયેટે પોતે ભાગવાનો ફેંસલો  કર્યો.




એ દિવસ 1849 માં આવ્યો. સાંજ ના સમયે જયારે આસમાન માં અંધારું થયું ત્યારે કોઈ એ હેરિયેટ ને જંગલ માં જતા ન જોઈ. એ ઉત્તરી રાજ્યો તરફ ચાલી નીકળી, જ્યાં ગુલામી ન હતી.




ભૂગર્ભ રેલવે એ રસ્તા માં હેરિયેટ ની મદદ કરી. આ ટ્રેનો ની રેલવે નહોતી. આ એક એવો રસ્તો હતો જેથી ગુલામ ભાગી ને આઝાદ થઈ શકે. લોકો ગુપ્ત રીતે ગુલામો ને પોતાના ઘરો માં સંતાડતા હતા, એમને જમાડતા હતા ને આગળ નો રસ્તો બતાવતા હતા.




આ નકશો હેરિયેટ ની
યાત્રા બતાવે છે.

હેરિયેટ ની યાત્રા લાંબી, ઠંડી અને ખતરનાક હતી. જંગલ બહુ ભયાનક હતા. પણ એ માર્ગ થી બહાદુર હેરિયેટ ફિલાડેલ્ફિયા, પેન્સિલવેનિયા પહોંચી.



અંત માં હેરિયેટ ઉત્તર માં પહોંચી ગઈ. હવે એ આઝાદ હતી! હવે એનો કોઈ માલિક નહોતો. હવે કોઈ એને આદેશ આપી નહોતા શકતા.







હેરિયેટ ને એક હોટેલ માં નોકરી મળી. હેરિયેટ જે પણ પૈસા કમાણી, એ એણે બીજા ગુલામો ને ભાગવામાં મદદ કરવા વાપર્યા. એના જીવનકાળ દરમ્યાન એણે દક્ષિણ ની ઘણી યાત્રાઓ કરી. આ પ્રકારે એણે 300 થી વધારે ગુલામો ને આઝાદી અપાવી.

ગુલામો ના માલિકો એ હેરિયેટ ને પકડવા બહુ મોટું ઇનામ રાખ્યું, પણ એ હુશિયાર મહિલા ક્યારેય પકડાણી નહીં. "હું આઠ વર્ષ સુધી ભૂગર્ભ રેલવે પર એક કંડક્ટર રહી," એણે કહ્યું, "અને મેં ક્યારેય એક પણ યાત્રી ખોયો નથી."



હેરિયેટે યુદ્ધ માં ઘાયલ સૈનિકો ની દેખભાળ પણ કરી.

હેરિયેટે બીજી રીતે પણ ગુલામી સામે લડાઈ લડી. ગૃહયુદ્ધ દરમ્યાન, એણે દક્ષિણ માં જાસૂસી કરીને ઉત્તર ની મદદ કરી. એણે એક નર્સ તરીકે પણ કામ કર્યું.



1865 માં, હેરિયેટ નું સૌથી મોટું સ્વપ્ન ત્યારે સાચું થયું જયારે અંત માં ગુલામી નાબૂદ થઈ. 93 વર્ષ ની આયુ માં હેરિયેટ નું મૃત્યુ થયું. પણ એની વીરતા ની ભાવના હજી પણ ધ્રુવ ના તારા ની જેમ ચમકી રહી છે.